सत्य मेव जयते

# શ્રી જગદંબા ભજનમાળા

બનાવી તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

એક સેવક.

सर्व तत्त्वमा तत्त्व है एक अंबिका माय



सर्व रूपमयी देवी
सर्वं देवि मय जगत्
अनादि विश्व रूपात्वां
नमामि परमेश्वरीम्

मायवशी आराधिय जों सब सिद्ध समाय

કલ્પ[illegible]નિવાસુ જનમા [illegible]નુની [illegible]જગદંબાય
[illegible] ભાવ ધરિ સજ્જનો [illegible] કાયો થાય

આવૃત્તિ બીજી.

સને ૧૮૬૭ના ૨૫ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવ્યું છે
સંવત ૧૯૭૯ સને ૧૯૨૩
શ્રી 'જ્ઞાનવિલાસ' પ્રિ. પ્રેસ. બરાનપુરી ભાગળ, સુરત.
કિંમત બે આના.

# अर्पण पत्रिका

શાન્યમાન રાજેશ્રી વડીલ ભાઈ

**હરિનંદભાઇ ભીમાનંદભાઈ શુકલ.**

મુ. સૂર્યપૂર.

'હરિ" કહેતા "વિષ્ણુ" એ શબ્દના મૂળાર્થ પ્રમાણે ઊત્તમોત્તમ
પરમ તેજોમય શક્તિરૂપ અભિધામાં 'નંદ" કહેતા આનંદ
પામનાર હરિનંદ પોતે છો તેમજ વ્યવહાર દ્રષ્ટિએ
જોતા આચાર, વિચાર, વિવેક, લૌકીક ને પારમાર્થિકાદી
ઉત્તમ ગુણે કરી, અમ ઉપર જે વડીલ ભાવ
પ્રદિપ્ત કરી, નામ પ્રમાણે અતિ અદ્ભુતાશ્ચર્યમય
નિત્યુપદેશ કરી, પ્રેમ દ્રષ્ટિએ દર્શન આપો
છો, તો આપ ઉપદેશે તૈયાર થયેલ આ
લઘુ ગ્રંથ પ્રેમાર્પણે અર્પણ.

દોહરો

અબા ભક્તિ સગ્રેહે રચી, ભુલચુક માફી આપ;
અબા સુત હરિનંદને, કરી અર્પણ એ ખાપ

સવત ૧૯૫૨
સને ૧૮૯૬

લી० મર્ણંરજ
સેવક
કર્તા

## श्रीगणेशांबिकाभ्यां नमः

### દોહરો

બાળક બુદ્ધી અલ્પથી, રચ્યું છંદ કૃતિમાર,
લાગુ ચરણે અંબિકા, શુભ મતિ દો આધાર ૧
આપો શુદ્ધ કર માહેરી, કુમતિ મુજ નિવાર,
ઇશ્વરી રાખું તાહેરો, એક સદા આધાર ૨
પશુ પક્ષીની તોલ હું, પ્રાણી મુ નિરધાર
રતી ખોલ કઇ આહેરી, [illegible] ૩
શોભા મુજ—તુજ હાથ છે, કહું કરી નમસ્કાર,
તનમન લીન થઇ રહ્યું, તુજ સેવા મોઝાર ૪
મનવાંછિત ફળ દે સદા, શક્તિ જુગઆધાર,
દાસ સર્વનો એમ કહે, ગણ માના દોષ નિવાર ૫

### સ્તુતી.

અંબામા વારે ચડો, તુજ વિના કોણ કરે સાહે,
વીઘ્ન આવ્યા દૂર કરો, હું લાગુ તમારે પાએ.
ધ્રુવ—લાગુ હું પાએ, કરો મુજ સાહે,
માત માહારી છે તાહારી ગતી ન્યારી
રંકની વારેચડો માતા (૨) વાર
તમે છો જનુની જુગદાતા (૨) વાર.
ભક્ત સહુ તેરા ગુણગાતા (૨) વાર
સેવક હમે સુબુદ્ધિ પાતા (૨) વાર ને । નામ.

પદ ૧.

પ્રથમ ગણેશને નમન કરૂં, અષ્ટ સિદ્ધિ કે દાતા,
તેરા ગુણુ એક ચિતસે ગાતા, ધુર્જટી સુત ગજાનન રાજે
સિંહાસનપર સાર મસ્તકપર મુગટ કરે ચમકાર

ઝુલ—કાને કુંડળ છે સાર, હીરા માણેક ચમકાર
હાથે કલ્લા સાકળા સાર, બાજુબંધ ઝલકે અપરપાર,
સિદ્ધિ બુદ્ધિ બે નાર, તમારી ચમ્મર ઘોલાતા તેરા. ૧
ભાળે ચંદન વિશાળ, કુંકુમ અક્ષત જેણીવાર,
પિતાંબર પેહેરી થયા તૈયાર

ઝુલ—શોભે સિંદુર અંગ, જેનો લાલ છે રંગ,
ઉડે અબીર ખુશબોદાર, ગળામાં શોભે પુષ્પનો હાર
આજુ બાજુ છડીદાર, ઉભા કહે જય જય અનદાતા તેરા ૨
દક્ષિણ સુંઢપર દંત બિરાજે, નેનોમે કાજળ સાર,
અગર ધુપ સદા થાય નિરધાર.

ઝુલ—શુભ શાતીમાં પેહેલા ભક્ત કાજ આવો વેહેલા
તમને સમરૂ વારવાર આપ છો કષ્ટ તણા હરનાર
ભક્તજન સહુ ઉમંગથી તેરા દરશનકુ આતા તેરા ૩
અદ્‌ભૂત રચના ગણેશ તાહારી, લીલાનો નહિ પાર,
સેવક તાહારો કહે છે વારવાર

ઝુલ—કહુ તને કર જોડી, હુંક બુદ્ધિ મારી થોડી
તું સૃષ્ટીનો દાતાર, કુબુદ્ધિ ટાળી જ્ઞાન વધાર,
આવ્યો શરણે સાહે થાઓ વમે ગણેશ જુગદાતા, તેરા ૪

## છંદ ૭

અંબા મા તાહારૂં સમરણ સાચું, સમરણથી સુખ આપે છે.
અઘોર પાપ જે કીધા હોએ તે, સમરણથી તું કાપે છે. ટેક.
કોઇ ભક્ત અજ્ઞાની આવે, તેને જ્ઞાન પ્રસારે છે.
તારી કળાનો પાર નથી મા, ભક્તનિ વારે ધાએ છે
ભક્તો સર્વે હળી મળી તારા દરશન કરવા આવે છે.
કોઈ નાળીએર, ઘીનો દીવો, હાર ઉમંગથી લાવે છે.
વાઝિયા જે ફરજનથી રાજી, તેને તું ફરજન આપે છે. અઘોર. ૧.
દેહેરૂં તાહરૂં સુંદર શોભે, શિખરે ત્રિશુળ રાજે છે.
આરતિ સમે ઘંટા ઘડિઆલમા, ઘનનન, ઘનનન વાજે છે.।
શિવજી આવી ડાક વગાડે, નારદ વેણુ ગાજે છે
તેત્રીસ કોટ દેવ મળી સહુ, રંગ મંડપમા છાજે છે.
ભક્તને જેવી દરશન ઇચ્છા તેવા તું દરશન આપે છે. અઘોર. ૨.
વાડી તણી છે અદ્ભૂત રચના, ગુલાબ ચંપા મ્હેકે છે.
જાઇ સેવતી અટ મોગરો, આસો પાલવ લ્હેકે છે.
સુંદર સિંહાસન આપ બિરાજે, શિરપર છતર છાજે છે.
કાળીગાંઠી ધરી કંઠે રત્ન જડી, ગણુ મંધ બિરાજે છે.
કસબી કોરની સાડી પેહેરી મા, ભક્તને દરશન આપે છે. અઘોર ૩.
ભક્ત તણી તું આશ પુરેમા ભક્તના શિરપર ગાજે છે.
અજુ ભાવથી અંબામાને, ધન દિવસ માહારો આજે છે.
તારા વિના કોણ પાર ઊતારે, તુંહી સારમા સારે છે.
બાલક જાણી બેન્ને હમારી, તમ તણો આધારે છે.
સેવક કહે છે સમરણ કરે તેને, આખરે મુક્તિ આપે છે. અઘોર. ૪.

છંદ ૩.

સુરત શેહેર ગુલઝારરે, સુરત શેહેર ગુલઝાર,
ધિયાફળિયામા માત માહરી
નામ જિનોકા માત અંબિકા અકળ કળા ન્યારી ટેક

પ્રથમ હકીગત કહું દેહેરાની, માજી ધરજો ઉર,
ટાળ કબુદ્ધિ આપ સબુદ્ધિ, માહારૂ વધારો સુર
શિખર દેહેરાના બે બિરાજે, ઘુમટ સુંદર સાર
ધજા બિરાજે શિખર ઉપર ફરફડે વારવાર
નીચે બિરાજે ફરતી અગાશી, સુંદર માજી તાહારી, નામ જિનોકા. ૧

કમાન દેહેરામા આઠ બિરાજે, અકેક ઘુમટની ચાર,
અકેક કમાને નકશીવાળા, શોભે કાગરા બાર.
અકેક કમાને ત્રણ ત્રણ હાંડી ચાર ખુણાની ચાર,
ચાર કમાન મળીને હાંડી, થઇ જુમલે બાર
વચમા અકેક ઝુમર બિરાજે, મધ્ય લીલુ ભારી, નામ જિનોકા ૨.

તખ્ત ઉપર બેઠી અંબિકા, સજી સોળે શ્રણગાર.
સિરપર રત્ન મણી છે છત્તર, મુગટ છે ભભકાદાર
નાકે વાળી સુંદર બિરાજે, નેનોમા કાજળ સાર,
બાહે બાજુબંધ વેડ વીંટી, પાય ઘુઘરૂ કરે ધમકાર
સોળે શણગાર ઝળકી રહ્યા છે, રચના ખુબ સારી, નામ જિનોકા. ૩.

અંબામા તાહારી વાડી ભારી કહુ તેનો વિસ્તાર,
જુઇ જાઇ ખીલી રહી કરે, ખુશબો અપરપાર,
ગુલાબ ગજવેલી ગલગોટા, શોભે વાડીમા સાર;

ચંપા ચમેલી ખીલી રહી છે અવર ફુલ અપાર,
માળીએ ઘણી કરી કરામત, વાડી ભરી સારી, નામ જિનોકા ૪.
અપરંપાર છે માયા તમારી, કેહેતા ન આવે પાર,
ભક્તજન દ્વારે આવી કરે, જય જયનો પોકાર,
હાથ જોડીને કહુ છુ માજી, એક તારો આધાર,
સદા માગુ સમરણ તમારૂ, કહુ છુ વારંવાર,
હાથ જોડીને કેહેછે શેવક, આશ પુરો માહારી. નામ જિનોકા ૫.

## છંદ ૪.

ઓમા આરાસુર વાસી, આરાસુર વાસ સારો,
ભક્તને ભવસાગર તારો. આરાસુર વાસી ટેક.
ઓમા ભક્ત અજ્ઞાની, અજ્ઞાની બાળ તાહરો,
રંક જાણી કરો નહીં ન્યારો દયાળી અંબે (૨)
અંબે કરૂ સમરણ પ્રથમ હુ કરૂ તને વંદન,
વિઘ્ન નિવારો, નિવારો કષ્ટ ક્યારો. ભક્તને ભવ ૧.
ઓમા દૈત્ય બહુ બળિયા, બળિયા હતા ચંડ મુંડ જેહ,
તેને પણ રણમા રોળ્યા તેહ, કરી યુધ ભારી (૨)
ભારી કીધું તમે જાંહે, દૈત્ય પોકારવા લાગ્યા ત્યાંહે,
થયા મહુ ઝનુની, ઝનુની થઇ કહે મારો ભક્તને ભવ ૨.
ઓમા નિશુંભ ધસી આવ્યો, આવી બાણ વરસાદ વરસાવ્યો,
તોએ ડાવ એનો નહિ ફાવ્યો, આખર થયો પ્રાજે. (૨)
પ્રાજે થયો એવી જાણી શુંભ, તુરત તૈયાર થયો છે શુંભ;
રણ આવી ઉભો, ઉભો કહે લાવુ મારો ભક્તને ભવ. ૩.

ઓમાં શુભને દેખી, દેખી દેવ કરે ત્રાહે ત્રાહે;
જોઇને ક્રોધે ભરાણામાએ, ત્રિશુળ બાણુ લીધા. (૨)
લઇ રણુમા ધસીયા જાહે, દેવની કરવા ચાલ્યા સાહે,
શુભ હિણે હારે, હાર કરી લાવી આરો ભકતને ભર. ૪
ઓમા દેવ સુખિ કીધા, કીધા કહે આપનો લાલ,
ભકતો ગાય રાગને ખ્યાલ, તારેં આધારે (૨)
આધારે બન્યા આ ૭૬ સાલ ઓગણીસે એકાવન,
શેવક તાહારો કેહે છે, કેહે છે જ્ઞાન વધારો ભકતને ભર ૫

ઘ૧ પ.

અબા અબા મુખ જપજો પ્રાણી, આ કાયા તાહારી નથી ખરી,
મિથ્યા અહાર કરે શુ પ્રાણી, એક દીન જાવુ છે મરી. ટેક.
જુઠી છે કાયા જુઠી છે માયા, જુઠા આ સબ સંસારે.
અવર નહિ કોઇ તાહર બેલી, અબા વિના નહિ આધારે.
માત, તાત, ગુ જાણે તાહારા, તેતો છે ન્યારે ન્યારે
પરણી નારી, નવ રહે સગી, કદી તને નહિ એ તારે.
એક નામ ભજ અબા માનુ એહી નામથી જવું તરી મિથ્યા ૧
પૈસાના છે સઘળા સ્નેહી, પૈસા વિણુ નહિ આવે પાસ
જે પૈસાનો ગર્વ કરે છે, અતે અતિશય થાએ નિરાશ;
માટે છેવટું અહાર છોડી, એક રાખ અબાની આશ.
ક્રોધ કુમતી સઘળી તજ તું, ખોટા મોહમદ માયા પાસ,
બાધી મુઠી લાખનિ કહીએ, તેવી મુઠીએ જજે તરી. મિથ્યા ૨.
આ દુનીઆમાં સરવે ખોટુ, સત્ય વસ્તુ અબાનું નામ,
એક ચિત્તથી ભજો ભકત સહુ, એથિ થાએ સિધ સહુનું કામ;

અબા વિના બીજો નથી આરો, એના વિના નથી સુનો-ઠામ
ગર્વ છોડી ભજ, અમા માને, એ આખર મુક્તિનુ ધામ
શેવક કહે છે કરજોડી સહુ ભજોને અએ માત ખરી મિથ્યા ૩

છંદ ૬

શુભ આવ્યો ચૈતર માસ, નવ દીવસ નવરાત્રી ખાશ,
ભાવિક જનને હુલ્લાસ, આનંદકારી
ભકત દરશન કરવા આવે, પ્રથમ માને શીશ નમાવે,
ભાવ થકી ગુણ ગાવે, આશા તાહારી, ટેક

કોઇ ધીનો દીવો લાવે, કોઇ નાળીએર ચડાવે,
કોઇ કલગીઓ પણ લાવે ઘણા ભાવ કરી
સહુની અરજી તુ સ્વિકારે, તાહારી શોભાનો નહિ પારે
કહું સણગારનો વિસ્તારે માતા માહારી
તુતો આરાસુરની રાણી, આખા જગતમાં ગવાણી,
કરો સંકટની જગત આધારી ભકતો દરશન ૧

શોભે સીરપર મુગટ સાર, બાજુ બંધ કરે ચમકાર,
કાને કુંડળનો છે બાહાર. ઝળકે ભારી
ટીલડી શોભે અપરંપાર, હીરો ઘણો કરે ચમકાર,
હાથ કંકણ ચુડો સાર પોચી ન્યારી
નાશીકે છે સુંદર વાળી, લટ છુટી નાગણ કાળી,
તુ તો અંબે દીન દયાળી. દીસે સારી ભકત દરશન. ૨

કોટે શોભે કંચન હાર, કાળીઆઠી પાટીયા સાર,
હિરા રત્ન કરે ચમકાર ચીંજપટી સારી

કમર પટો શોભે સાર, સાડી શોભે બુટેદાર,
પાયે ઘુઘરૂ કરે ધમકાર, બીછુવા ભારી
બાલે બાલ પોરવ્યા મોતી, બેઠી ભક્ત તણી ગઇ જોતી,
આવ્યા વીત્રન પલમા ખેતી, તાહારી મલહારી ભક્ત દરશન. ૩
મળી જોગણી ચોસેઠ સાર, આવી અમા માને દ્વાર,
ગરબો ગાવા નિરધાર, સણગાર સજી
ગાએ ગરબો ચાચર માહે, સહુને મનમા હર્ષ નમાએ,
ગરબો ગાઇ સ્થાનકે જાએ સરવે દેવી
સેવક કહે છે વારવાર, તાહારી લીલાનો નહિં પાર,
મુજને તારો ભવજળ પાર, આશા તાહારી ભક્ત દરશન ૪

છંદ ૭.

ગવરિ પુત્રને શીશ નામુ, જગ વદન લો જાણી,
બ્રહ્માથી સરસ્વતિ છો વાણી
શિવજી જતાતા તપ કરવા, ત્યારે પારવતિ વદે વચન,
ભોળા કઇ આપો મુજને તન
શકર હસિ મુખ બોલીઆ તમે ઉમિયા વિચારો મન,
કરો-તમે શકિતથી ઉત્પન્ન
જમણે અગથી તૈઆર થયા, નામે ગણપતીનો જાણી, બ્રહ્માથી ૧
કુકુમ સિદુરને અબીર અરગજા, પુષ્પ અને ચદન,
મુગટ માહે શોભી રહ્યા રતન
જમણુ સુંઢપર દત બિરાજે, તારા અણિઆળા લોચન,
દુડાળો સહુનો દુખ ભજન
દડ કમડળ ફરશી ગ્રહી, લીધા મોદિક વખાણી, બ્રહ્માથી. ૨

ગિરજાનંદન ગણેશ તુજને, સોપ્યા તન મન ધન,
સદા હમપર રેહેજો પરસન
બ્રહ્મ તનયા તું માતા માહારી, કરૂં તુજને વંદન,
કૃપા કરો મુજપર જાણી દિન
વિશ્વ વિખ્યાતી ઘટઘટ વ્યાપિક, સમરે સહુ પ્રાણી, બ્રહ્માથી. ૩
કોટિ કોટિ બ્રહ્માડની માહે, કોઇ કરે છે દેહદમન,
પામવા અંબાના દરશન
રટણુ કરે છે દેવ સકળ, ભક્તોને છો પરસન,
સેવક તારો કહે આજે ધનધન.
અંબામાને કહું કર જોડી આપો શુભ વાણી, બ્રહ્માથી ૪

છંદ ૮

સ્તુતી.

સંવત ઓગણીસે પિસ્તાળીસમા, લાગી મોટી આગ.
નવ કલાક સુધી રહી એણે લીધુ સુરતનુ નાક

અરજ સાભળો માત મારી (૨) વાર
આગનો છંદ કહું વિસ્તારી (૨) વાર
છઉ હું તારો આધારી (૨) વાર
અંબિકા લાજ રાખ મારી (૨) વાર
સેવકતુજ જાએ વારી વારી મારી મા

રાહ. બરાનપુરી ગરબાનો

સંવત ઓગણીસે પિસ્તાળીસ, ચૈત્ર શુદ છઠને દીસ,
આગે કરી ઘણેરી રીસ, દુખ દીધુ ભારી

સુરત મધ્યે લાગી આગ, તાહા તો બળે સિસમને સાગ,
એણે લીધો માથે જાગ, કરી કિલકારી ટેક.
પ્રથમ દિનશાહની દુકાન, તાહાથી સળગીએ નિરવાણ,
તેમા ઘણું કીધુ તોફાન, પછી બાહાર આવી.
લીધી કાટપિટિયાની હાર, પછી ગઇ પિઠા મોઝાર
પીધી મદિરા નિરધાર, થઇ ગદમાતી
મદિરા પીને તાહાથી ચાલી નથી મુકતી કોઇને ખાલી,
હારો હાર લેતી ચાલી, આગ વધી ભાગી સુરત મધ્યે ૧
ત્યાહાથી આગે માર્યો ડેકડો, લિધો રૂવાળાનો ટકરો,
ત્યાહા તો લોક મળ્યા છે સેકડો, જોવા આગ માતા
ત્યાહાથી ગોળો જે ફેંક્યો, જઇ બુર્હાનવાડમા પડ્યો,
છાપરા સાથે તે આથડીયો, થઇ ફાટ ફાટા
લોકો હિંમત ગયા હારી, નથી ઉગરવાની બારી,
માલ કરવા માંડયો ખાલી, થયા લાચારી સુરત ૨
છબિલાના ખાધા ભજીયા, ચોકસીઓના સણગાર સજીઆ,
હરીપરા મધ્યે દસીઆ, ત્યાથી અટકી રહ્યા
પડે કંદોઇને ઘણો માર, ત્યાહા તો ચીજ ભરી છે સાર,
લાડુ જલેબીનો મહાર ગેભર ખાજા ગયા
દહિથરા ફરસિપુરી કળી, સુતરફેણી ઘીમા તળી,
માએ આરોગ્યા છે ઠરી, મગજ ધારી સુરત ૩
આદુ મરચા ને લશણ, લીંબુ કરી દિધા ભસમ,
માએ એવા લિધા કસમ, બજાર નાખવો ખોળી
કોહોળુ તુરીયાને ગીલોડા, કારેલા વેગણને ભીંડા
મોગરી ફણસીને ટીંડસ ચોળી,

રાજાને પડી છે ટેવ, માને ખવાડાવી છે સેવ,
મમરા ગાડીઆ તમે લેવ, થાપડા સુંવાળી સુરત ૪

લીધા કસારાને ઘેરી, પછી માએ વાટડી પેહેરી,
વાકી રાખી હાજિયાસેરી, અહીંથી અટકી ગ્હી
આવ્યો કાપડીઆનો કાળ, આગે માગી છે લાહા ફાળ
તેઓ દે છે ઘણેરી ગાળ, તે ખમી ન્હી
લોકોમાને ઘણા હવન, માએ પેહેરા છે મવન,
જેઓ કેહેવાએ છે યવન તેની મસીદ વાળી સુરત ૫

પા સી શેરી નાખી પટકી, ત્યાહાથી ઘાચી શેરી છટકી
ઇરપીતાલ આગળથી અટકી, બાવ્યુ દાદા દેહેર
હવે નથી લાગતો થાક, ભાણા વૈદનો ખાધો પાક,
લેવા બેઠી સુરતનુ નાક, ઘોબી નાકુ ઘેર્યુ
મસીદ કરી પાએમાલ, આવ્યો સરવેજનનો કાળ,
પાણી પડે જેમરાળ, એવુ જોર ભારી સુરત ૬

બજારે ખેલ મચ્યો છે કેવો, માએ ખાધો લીલો મેવો,
સરૈયો નથી જેવો તેવો કર્પુર આરતી કરી
વાળી ભાજીવાળીની પોળ, ગોળવાળાનો ખાધો ગોળ,
પાણી આવે છોળમછોળ, તો પણ ડગતી નથી
અહીંથી માતા આગળ ચાલ્યા, જઇને ડગગવાડે માહાલ્યા,
ડગગર લોકોના ઘર વાળ્યા કરી પાએમાલી. સુરત ૭
સામી સુખડીઆની લેન, તેમા માને પડયુ ચેહેન,
મઝા આવી ગઇ છે ફેન, બરફી પેડા લીધા
માખીઓને નાખ્યા રોળી બદામ પિસ્તાને ચારોળી,

એળચી સાકર લીધી ઓહોળી, જઇને દુધ પીધા
ગુલબાના ખાધા છે પાન, ત્યારે માતા થયા શાંત,
રાતના બારને સમે જાણુ, ગયા પધારી સુરત ૮
ફર્યો શાન્તીનો પવન, જ્યારે માન્યા હોમ હવન,
લોકો બોલે ધન ધન આરાસુરી
આરાસુરી એ માત, જનુની જવાળા છો સાક્ષાત,
શાંતી કીધી, આપો આપ, સલખન પુરી
અરજ સાભળો અંબેમાએ, કરજોડીને લાગુ પાએ,
સેવક કેહે છે કરજો શાહે, દુનીઆ તારી સુરત ૯

છંદ ૯.

સુણ જવાલા માત સકળ વિખ્યાત, તમે સુણો વાત અમા માહારી
કર શિદ્ધ કામ, આવ્યો છુ ધામ આપો વિસરામ આશા તાહારી
એક તાહારી આશ, રાખો મા પાસ, જાણીને દાસ, રાખો શરણે
જપુ હુ જાપ, સબુદ્ધિ આપ, દુર્મતિ કાપ, લાગુ ચરણે
નવ ઘટે એમ વિસારો કેમ, રાખોમા રેહેમ આવ્યો દ્વારે
હર વિઘ્ન આજ રાખોમા લાજ, કર સિદ્ધ કાજ, નવ કરો ન્યારે

ઝુલ

હુ કરૂ તને સવાલ ઓ માતાજી,
મે ઝાલી તમારી ઢાલ ઓ માતાજી,
કર કામ જાણિને બાળ ઓ માતાજી

હુ તારો બાળ, મેં ઝાલી ઢાલ, લેજે સભાળ માતા માહારી કર ૧

કરી ગેવની વાર દૈત્યોને હાર મારયા નિરધાર કહુ વિસ્તારે
મધુકૈટભ જાણુ તેના લીધા પ્રાણ પ્રથમ નિર્વાણુ કહું છુ સારે
મહિષાસુર સાર જબરો અપાર મારયો નિરધાર પલમા પારે
તે કાપ્યુ શીશ ચડાવી રીશ દેવતાઓ શીશ નામે ત્યારે

ઝુલ.

ચડમુડના લીધા પ્રાણ, ઓ માતાજી
ને ત્રિલોકમા છે જાણ ઓ માતાજી
દેવ સહુ કરે વખાણ ઓ માતાજી

રોળ્યો રક્તબીજ બહુ ચડી ખીજ દૈત્યોનુ બીજ કાહાડ્યુ ભારી કર ૨.
નિશુભનિ ઘાત કીધી તે માત વિસ્તારી વાત કહુ છુ આજે
શુભ આવ્યો ધાઇ સેન્યા લઇને ત્યાહી નત્ર ચાલે કાઇ રણમા ગાજે
માજી મુકે બાણ, લે દૈત્યના પ્રાણ, સેન્યા માનીજાણ, શુભની સારે
મારી સૈન્ય સાર, કરિ તારતાર, તું લાવી પાર, જ્યારે જ્યારે

ઝુલ

માજીને શુભ બેહુ લડતા, ઓ માતાજી
એક એક થકી નહિ ડરતા, ઓ માતાજી
બાણોની વૃષ્ટી બહુ કરતા, ઓ માતાજી

તું કોપી માત લિધુ ત્રિશુળ હાથ, કરી શુભનિઘાત, માતા મારી કર ૩.
મહિષાસુરજાણ, તેના લીધા પ્રાણ, પલમા નિર્વાણ, ક્ષણમા પારે
લિધુ સીતારૂપ, હણ્યો રાવણ ભુપ, બળ કરીને ખુબ, તારમતારે.

વિભીષણને રાજ, સોપ્યુ છે કાજ, ભકતનની લાજ, રખી ત્યારે
પાડવની વાર, કરી તે સાર, કૌરવનો પાર લાવી સારે

ઝુલ

કીધી દેવ તણી તે વાર, ઓ માતાજી
લાવિ સર્વ દૈત્યનો પાર, ઓ માતાજી
દેવે પુષ્પ વૃષ્ટી કરી ત્યાર, ઓ માતાજી

દેવતાની આશ, પુરી તે ખાસ, કહે શીવકદાસ, પુરજો માહારી કર ૪

છંદ ૧૦.

અબા મા નામે, કરો સિધ કામે, હોવે આ રામે, ભકતોને આજે
આજે આનદે, ગાઉ મા છદે, નમુ હુ પડે, રાખોની લાજે ટેક
લક્ષ ચોરાશી, આવ્યો હુ કાશી, ગર્ભજ વાશી, રહ્યો હુ જયારે,
અરજ કરીને પાય પડીને ધ્યાન ધરીને કહ્યુ મેં ત્યારે
જનમ આપો, જપીશુ જાપો, તમે મા બાપો, થાઓ હમારે
દયા ધરોની, દુખ હરોની, માફ કરોની, છઉ લાચારે
નવજ માસે, પુરી છે આસે, જગતમા વાસે, થયો છે આજે આજે ૧

પાપી જે માયા, લાગી છે છાયા, બચન ગુમાયા, મે જે કહાતા
થયો હુ મોટો રમત જોતો, દીવસ ખોતો, ખેલો ખેલાતા.
આઇ જુવાની, બન્યો તોફાની, થયો હરામી, રમત રમતા
તેમાજ ફાવ્યો, હકાર આવ્યો, કામ જગાવ્યો, પાપ ન ગણતા
સ્વારથ સીધા, નાણા તો લીધા, પાપ તો કીધા, અસતમા જે આજે ૨
નિદા પારકી, કરી જ્યારકી, ચુગલ ચોરની થઇ સગાઇ
દેથી સેતાને, બન્યો પહેલવાને, લુચ્ચામા નામે, કરૂ બડાઇ

નામ તમારૂં, બીજુ ન સારૂં; લોકોને મારૂં, ભારે લડાઇ.
એકન હામે, આપ્યું બહુ કામે, ધરમને કામે, કરૂ બાહડાઇ
ગઈ જુવાની, તેતો ન જાણી, આઇ પુરાની, જગતને છાજે. આજે. ૩
નામ તમારૂ, ભારે સંભાર્યું, દેવત હારયું, જે સમે જ્યારે.
તે તો ઘડીએં, પાય પડીને, બેઠા અડીને, ઉતારો પારે.
પાર ઉતારિ, કષ્ટ નિવારો, પાપ વિસારો, બાબા મા બાહારે.
મારે તો આશ, તમારી ખાસ, આપજો વાસ, ચર્ણે તમારે
તમારે પાએ, લગ્યુ છુ માએ, સેવક ધાએ, ગરીબ નિવાજે. આજે. ૪.

છંદ ૧૧.

સાચું નામ સમશેરે, બંબાઓ તો આરા હુરી.
કઠણ કળજુગમા રે, જશો ભવ પાર તરી. ટેક.
જુઠી કાયા, જુઠી માયા, જુઠા સબ સંસારે,
માત પિતા છે જુઠા તાહરાં, જુઠી છે ઘરની નાર.
કુટુંબને કબીલોરે, સાચો તે તો નથી જરી; સાચુ. ૧.
જુઠા હાથી, જુઠા ઘોડા, જુઠા રથને રાણા,
હીરા માણેક જુઠા જાણો, જુઠાં રૂપાનાં નાણા
કંચન કાયા તારીરે, તેને કેમ માને ખરી, સાચુ. ૨
માહારૂ, માહારૂ, માહારૂ, કરે છે, તાહારૂં નહિં લવ ભાર.
માયાનો આ બાગ બન્યો છે. જુઠો છે લોકાચાર,
ધન માલ મુકીરે, એક દીન જાવું મરી. સાચુ. ૩
સત્ય નામ અબાનુ જાણો, સાચી કહું છું વાણી,
જુઠાને કેમ સાચુ માને, અરે મુરખ અજ્ઞાની.
સેવકમાનો કેહ છેરે, સાચી એક અંબા ખરી, સાચુ. ૪.

છંદ ૧૨

ભજો ભાઇ અંબા નામ એક ખરે, ભજે તે ભવસાગરમા તરે ટેક
જનક રાજાની પુત્રી થઇને, રામની સાથે વરે,
રાવણ કુળ નિકંદન કીધું રાજ્ય વિભીષણ ઠરે, ભજો ભાઇ. ૧
દ્રુપદરાયે યજ્ઞ કીધો ત્યાં કુંડમાંથી નીસરે,
કૌરવનો તો કાંટો કાહાડયો, સાહે પાંડવની કરે ભજો ભાઇ ૨.
કોહાની બેહેની કોહાની પુત્રી, જગતમાત એ ખરે,
નિમિત્ત માત્રે મહાદેવ સાથે, લગ્ન કરી એ વરે ભજો ભાઇ. ૩.
શક્તિ ચર્ણ જેણે સેવ્યા છે, તે માયાથી તરે,
કરી નમન કહું નિરમળ વાણી, સેવક મા અશરે ભજો ભાઇ. ૪.

દોહરો.

અંબિકા ચરણે પડી વંદુ વારવાર,
અંબિકા કરૂણા કરો, બાળક જાણી સાર,
અરજ એક મુજ રંકની, સુણ માજી આવાર,
છઊં આભારી તુજ તણો, કેહેતા ન આવે પાર,
ગત નાટકના સારમા, છંદ થયા તેબાર,
નમી કહું તુને અંબિકા, હવે કર વિસ્તાર,
ભાષા કાંઇ જાણું નહીં, તાહારો છે આધાર,
ઇશ્વરી આશાપુરા જય જય જુગદાધાર

છંદ ૧૩

રાહા—ધન મંગળ દીન આજરે.

જય જય ગણપતિ રાજરે, સહુ નમિએ તમને, ટેક.
આપ દયાળુ, આપ કૃપાળુ, (૨) વાર.
આપ સદ્દી દાતારરે, સહુ નમિએ તમને, ૧.

ધન્ય દિવસ હું આજનો માનું, (૨) વાર,
કરો પૂર્ણ મુજ કાજરે, સહુ નમિએ તમને, ૨.
સદા રહો સિર છત્ર હમારે, (૨) વાર,
વિઘ્ન કરો સહુ તાજરે, સહુ નમિએ તમને, ૩

છંદ ૧૪.

રાહ—ઉપલો.

નમુ દયળી માતને, નમુ નમુ દયાળી, ટેક.
પાય પડીને કરૂ વિનતી, (૨) વાર,
અઘોર કષ્ટ તુ કાપને, નમું નમુ દયાળી, ૧.
જગ્ત જાળથી મુકત કરીને, (૨) વાર;
અભયપદ તુ આપને, નમુ નમુ દયાળી, ૨.
સેવક કેહે મા શરણે આવ્યો, (૨) વાર,
બાહે ગ્રહેકી રાખને, નમુ નમુ દયાળી. ૩.

છદ ૧૫.

રાહ—શ્રી જગ્ત પતી.

અહો અંબા સતી, તારી અકળ છે ગતી,
સમરૂ તુજને વારવાર, આપ શુભ મતી, ટેક.
અકળ કળા અબા મા તાહરી, શોભાનો નહિ પાર,
સેવક સરવે હાથ જોડિને, બોલે જય જય કાર, અહો અબા ૧.
તુ બ્રહ્માણી તુ રૂદ્રાણી, તું દેવાધિદેવ,
સકળ વિશ્વમા રહી છે વ્યાપી, કરીએ તાહારી સેવ, અહો અબા ૨.
તાહારે આસરે છદ બનાવ્યા, માહારે વધી અનેક,
સેવક કેહે છે પાય પડીને રાખો માહારી ટેક. અહો અબા. ૩.

## છંદ ૧૬.

### રાહ—ભયો કાહાં છોડી મને હીરાજાન.

આપોની મુને જ્ઞાન અંબિકા. આપોની મુને જ્ઞાન;
તોરૂ છઉં નાહાન પ્રસારો, રિદ્ધિ સિદ્ધિ સાન અંબિકા ટેક.
અંબામા હું બાળ તમારો, છેક છઉં અજ્ઞાન,
કૃપા કરીને બુદ્ધિ આપો, મારી વધારો હામ, અંબિકા. ૧.
લક્ષ ચોરાશી ફેરા ફરીને, આવ્યો છુ તુજ ધામ;
મનસા વાચા કરિને કહું છું સિદ્ધ કરો મુજ કામ, અંબિકા. ૨.
સેવક કહે તુજ દ્વારે આવી, ઉભો કરૂ સમરણ,
દુર્મતિ કાપી, સુમતિ આપો, સદા રેહેજો પરસન, અંબિકા ૩.

## છંદ ૧૭.

### રાહ—વારે ચડો જગમાતા.

આવ્યો તમારે દ્વારે અંબામા, આવ્યો તમારે દ્વારે. ટેક
દ્વારે આવી તુને શીશ નમાવું, કરિ સ્તુતિ ગુણ વિસ્તારે
અંબામા આવ્યો તમારે દ્વારે ૧.
અભરાભરણ જગ તરણ હરણ દુખ દેવી તું કલ્યાણી
કંધક મુઢને તુ તારે, અંબામા આવ્યો તમારે દ્વારે. ૨.
અસંખ્ય અસુરના પ્રાણ હરીને, સુરની કીધી રક્ષાએ. અંબામા ૩.
વિઘ્ન હરણ સુખ કરણ સ્મરણુંટે, હરનિશ મુજને તાહારૂ,
મનવાછિત તું પ્રસારે અંબામા આવ્યો તમારે દ્વારે ૪.
સેવક તારો કહે કરજોડી સંકટ ~~સમે~~ વારે અંબામા ૫.

## છંદ ૧૮.

રાહ—ડરમાં તું દીલસાથ

અમે જ્વાળામાત માજી તમે અમે જ્વાળા માત
તમે સુણો હમારી વાત, [૨] તમે માજી અમે જ્વાળામાત. ટેક.
અમેદયાળી આરાસુર વાળી જોડે રાજે બેહેન બહુચરવાળી
ભકત તણી કરોમા રખેવાળી, ભાવે ભજુ સાહે થાઓને કાળી,
નમુ નમુ કરજોડીને માત, છો ત્રિલોકયમા વિખ્યાત [૨]
માજી તમે અમે જ્વાળા માત ૧
માત હમારી ત્રિશુલ ધારી, આપ તણી જુગમા બલિહારી,
ત્રિલોકયમા નહિ જોડિ તમારી. આપ દયાળી મડે અધિકારી
તારા વિના કાઇ સુનો ન કામ, આપ શકિત છો સાક્ષાત [૨]
માજી તમે અમે જ્વાળા માત ૨.

## છંદ ૧૯.

રાહ—અબ ચલેન મોહન તેરા.

આરાસુરી કરો સુખ સાતા, નમુ તુને હું અબામાતા.
તારા ગુણ હુ ભાવે ગાતા, થાય દરશનથી સુખ સાતા ટેક.
તુ આરાસુરની રાણી [રવાર] ગતિ તારી કોઇએ નહી જાણી [૨]
કહુ છુ આજ, રાખો માહરિ લાજ, સકળ વિખ્યાતા નમુ ૧.
છે ત્રિલોકયમા તુજ નામે, [૨] તુજ વિના શુનો નહિ કામે [૨]
કરૂ હુ પ્રણામ, કરો સિદ્ધ કામ, તારા ગુણ ગાતા. નમુ ૨.
તારા ગુણ તણો વિસ્તારે [૨] કેહેતા નહી આવે પારે. [૨]
સકળ વિખ્યાત અબિકા માત, અરજ સુણુ દાતા નમુ. ૩



એક તારા નામની આસે, [૨] રેહેવા માગુ ચરણુની પાસે [૨]
સેવકની આસ જાણીને દાસ પુરો અનદાતા   નમુ ૪.

છંદ ૨૦.

રાહ—નમીએ દેવી તુને આજ
બધુ સહુ સમરો અંબે માત,
રાખિ એક ચિત્તે, ધરિ દિલ પ્રીતે, દીનરાત બધુ સહુ—ટેક

સાખી

નિર્મળ નામ અંબા તણુ, સર્વ સાંનો સાર,
પુર્વ જન્મના પાપની મુક્ત થશો એ દાગ   બધુ સહુ ૧
જુઠું લોભાદિ [illegible] [illegible]
દૂર કરો સહુ મન થકી, તો ભવ સિંધુ તરાય   બધુ સહુ ૨
સેવક રટો મુખ અંબિકા, નામ નિરંતર ખાસ
વિઘ્ન નિવારણ ચંડિકા, આપે ચરણુના વાસ   બધુ સહુ ૩

૨૧

રાહ—બતાદે સખી
દયાળી અંબે તાહારૂં કરૂં સમરણુ, તાહારૂં કરૂં સમરણુ. દયાળી
ધ્યાન લગાવુ હરનિશ તાહારૂં ભાવે કરૂં છું રટણુ   દયાળી ૧
શિવ સનકાદિક આદ્ય બ્રહ્માદિક, નારદ તાહરે શરણુ   દયાળી ૨
અકળ કળા અદ્‌ભૂત તમારી નમુ તમારે ચરણુ   દયાળી ૩
સેવક તાહારી વિનતી કરી કહે, ભાવે દો દરશન   દયાળી ૪

૨૨

રાહ રાગ—પરજ
તુમે અંબે અભયપદ દાતા, માતા દાતા કર સુખ સાતા,
આપ જગતના ત્રાતા.   તમે અંબે ટેક.



મનમા અમે, તનમા અમે, અમે સકળ વિખ્યાતા તમે ૧
મમ કાયા છે ઘડિયાલ રૂપી, ઘડીમે આળ એ પાતા તમે ૨
અવધપુરી થઇ યમ દુત જીવ લઇ પલકમા ઉડ જાતા તમે ૩
આપ દયાળી આખરવાલી. ભાવે તેરા ગુણ ગાતા તમે ૪
શેવક શિશ છે તાહારે ચરણે, વારે ચડો જુગ માતા તમે ૫

૨૩

શાહા—ગીરધારીનો

અલબેલીરે, આરાસુરની રાણી, મા પાવાની પટરાણી
ભય હરનીરે, કર સંકટની હાની, ટળો જન્મ નગુંની અજ્ઞાની
સુખ કરનીરે, કર સુખ દીન પ્રમાણી, મા સંગીક નારો જાણું

ઝુલ

જગતનની તુ પ્રતિ પાળરે, ભકત જનની લ્યો સંભાળરે,
સદા રાખો હમપર ઢાલરે, મમાયારે, તુ જગમા કલ્યાણી.
મા પાવાની પટરાણી ૧

સુર્યપુર શું રે, માતા તુ છે નિવાસી, સ્થળ સુંદર જેવુ કાશી
તુને ભજતા રે, કુમતિ જાએ નાસી, સુમતિથી મન રહે પ્રકાશી

ઝુલ

છે તુ દીન દયાળી કૃપાળીરે, ભકત જનને કીજે ન્યાહાલરે,
તારા દરશનનો મુને ખ્યાલરે, કહુ તુજનેરે, અમે માત ભવાની.
મા પાવાની પટરાણી ૨

નિત્ય તરસુ રે, દરશન માટે માજી, ન મળે દરશન નારાજી,
જેમ મચ્છીરે, જળથી રહે છે સાજી, તેમ દરશનથી હું રાજી,

ઝુલ

દરશનની મોટી આશરે, બાળકની ટાળો પ્યાસરે,
દરશન વિણુ થાઉં નિરાશરે, જગદંબારે, દરશન દે શુભ વાણી
મા પાવાની પટરાણી ૩

છે આ જગનીરે, ખોટી મોહોટી સગાઈ, દુર કીજે શાને નવાઇ,
છે ઇચ્છારે, તેથી કીજે સવાઇ, પરિ પૂર્ણ અંબિકા માઇ

ઝુલ

કરગરી કહું કંગાલરે, આણો મુજપર અતીસે વાહાલરે,
સેવક છુ તાહારો બાળરે, કૃપા કીજે રે નવખંડની ધણીઆણી,
મા પાવાની પટરાણી ૪

છંદ ૨૪.

રાહ—નૃપતી છબિ તાહારીરે.

અંબા મા બલિહારીરે, [૨]
છે તાહારી ગતી ન્યારીરે, અંબા મા બલિહારી, ટેક.
કુબુદ્ધિ ટાળી માતા, સદ્બુદ્ધિ આપો, (૨)
નિર્મળ કરો મતિ માહારીરે, અંબામા ૧.
સોના સિંહાસને, આપ બિરાજો, (૨)
મુગટ શોભે મિનાકારીરે, અંબામા. ૨.
કરમાં કંકણુ ચુડો, પાઉમા પાયલ, (૨)
ઘુઘરૂ રણા ધમકારીરે અંબામા ૩
કેડે કમર પટો, નાસીકે નથની (૨)
હાથ ત્રિશૂળ રહ્યા ઝાલીરે, અંબામા ૪
દુખ હરતા તમે શુખ કરતા છો, (૨)
સેવક જાએ વારી વારીરે, અંબામા. ૫



# જાહેર ખબર.

સર્વ ભક્ત જનોને વિનંતી કરવામા આવે છે કે નીચે લખેલી ચોપડીઓની કીંમતની ઉપજ ખરચ બાદ જતાં જગદંબા પ્રીત્યર્થે વાપરવાની છે માટે જેમણે ખરીદવી હોયે તેમણે નીચે લખેલે ઠેકાણે મળવુ..,



ચોપડીઓના નામ.

| | કિંમત |
|---|---|
| શ્રી જગદંબા ભજનમાળા ભાગ ૧ લો | ૦–૨–૦ |
| શ્રી જગદબા ભજનમાળા ભાગ ૨ જો | ૦–૩–૦ |